


# કુમળીકળી.

## નાટકનાં ગાયનો

લેખકઃ-

**શયદા.**

છપાવી પ્રસિદ્ધ કરનાર,

બાપુલાલ બી. નાયક,

મુંબઈ ગુજરાતી નાટક મંડળીના માલિક

અમદાવાદ-શાન્તિભુવન થીએટર

આવૃત્તિ ૧ લી.  પ્ર. [illegible]



સંવત્ ૧૯૮૨  સને ૧૯૨૬.

મુલ્ય ચાર આના.



# પાત્રોની નામાવલિ.



## પુરૂષ પાત્રો.



પ્રાણજીવન—આફ્રિકાથી પંદર લાખ રૂપીઆ કમાઇ મુંબઇમાં આવેલો ગ્રહસ્થ. ( સોનેરી ટોળીનો શિકાર )

સેવકરામ<br>કેશવલાલ } —સોનેરી ટોળીના બદમાસ મેમ્બરો.

બળભદ્ર—પ્રાણજીવનની જ્ઞાતિનો મુંબાઇનો ધનાઢ્ય વેપારી.

અમીશ્વર—બળભદ્રનો પુત્ર, કનકાવતીનો પતિ.

જેકીસનદાસ—પ્રાણજીવનની જ્ઞાતિનો આગેવાન.

અરવિંદ—રસમંજરીના મોહ પાશમાં ખુવાર થએલો શ્રીમંત.

ભૈયો—કાશી નામની ગાનારી ઉપર મરી પીટનાર એક ભંગેડી.

તે સિવાયઃ—ડૉક્ટર, દર્દીઓ, પોલીસ. જ્ઞાતિના માણસો વગેરે.



# સ્ત્રી પાત્રો.



**મંગળા**—પ્રાણજીવનની ધર્મનિષ્ઠ સ્ત્રી.

**કનકાવતી**—તેની પુત્રી, અમીધરની મનો દેવી.

**રસમંજરી**—પ્રાણજીવનને પોતાના પંજામાં ફસાવનારી વેશ્યા.

**પ્રભાવતી**—કુમળી કળીઓને ફસાવનારી અધમ વેશ્યા.

**લલના**—મંગળાની દાસી.

**લતા**—જેકીસનદાસની બાળ વિધવા દીકરી.

**કાશી**—રસમંજરીને ત્યાં ઉછરેલી, લૈયા ઉપર પ્રાણ પાથરનારી એક ગાનારી.

**તે સિવાય**:—ગાનારીઓ, સખીઓ વગેરે.



श्री गणेशाय नमः

# કુમળી કળી.



## નાટકનો ટુંક સાર.



## અંક ૧ લો.



### મંગળા ચરણ.

### પ્રવેશ ૧ લો:—રસમંજરી વેશ્યાનું ઘર.

પ્રાણજીવન નામના લક્ષાધિપતિને સેવકરામ અને કેશવલાલ નામના સોનેરી ટોળીના બદમાસોએ પોતાની જાળમાં ફસાવી આજે તેને વેશ્યાનો શિકાર બનાવવા રસમંજરીને ત્યાં લેઇ આવવો. રસમંજરીના હાવભાવ જોઇ પ્રાણજીવનનું મોહાસક્ત થવું, વાતના પ્રસંગમાં કેશવલાલે રસમંજરી બ્રાહ્મણ કન્યા છે, બ્રહ્મચારિણી છે વિગેરે પ્રાણજીવનના મનમાં ઠસાવતાં પ્રાણજીવને વધારે મોહવશ થઇ રસમંજરીના મોહમાં ફસાઇ જવું અને વચન આપવું કે-" જીવન પર્યંત હું તારા પ્રેમને નિભાવીશ."

### પ્રવેશ ૨ જો:—પ્રાણજીવનનું ઘર.

પ્રાણજીવનની સદ્દગુણી સ્ત્રી મંગળાનું પોતાના પતિ ઘેર નહિ

આવવાથી શોકમાં રહેવું, દરમ્યાન પ્રાણજીવન આવતાં મંગળાએ પોતાના હૃદયની જ્વાળા બહાર કાઢી વેશ્યાનો સંગ તજી દેવાને સમજાવવું; બાદ સેવકરામ આવી પોતે પણ બનાવટથી વેશ્યાનો સાથ છોડવા સમજાવવો જેથી પ્રાણજીવનના વિચારમાં ફેરફાર થવો. કનકાવતીનું આવવું, સેવકરામે હુંડી ભરવાના બ્હાને મંગળાના સવા-લાખની કીમતના દાગીના કઢાવવાની યુક્તિ કરવી, જેથી પ્રાણજીવને મંગળા પાસે દાગીના માગવા. મંગળાએ પ્રાણજીવન પાસે "હું વેશ્યાના ત્યાં જાઉં તો મારી દીકરીની પણ એવી જ દશા થાય." એવા સોગન ખવરાવી દાગીના આપવા. ત્યારબાદ પ્રાણજીવને રસમંજરીના વચનમાંથી મુક્ત થવા તેના મકાને જવું.

## પ્રવેશ ૩ જોઃ—રસમંજરીનું ઘર.

રસમંજરીના રૂપ દીપકમાં બળીને પ્રથમ નાશ થનાર અરવિંદનું આવવું, રસમંજરીએ તેને ધક્કા મારી બ્હાર કઢાવવો જેથી અરવિંદે વેર વાળવાની ધમકી આપી ચાલ્યા જવું બાદ પ્રાણજીવનનું આગમન. રસમંજરીએ પ્રપંચભરી યુક્તિ કરી પ્રાણજીવનને પોતાનો બનાવી લેવો. પ્રાણજીવનને લાખ રૂપીઆની જરૂર હોવાથી રસમંજરીએ એક લાખ રૂપીઆનો ચેક આપવો તેના બદલામાં પ્રાણજીવને મંગળાના દાગીના રસમંજરીને આપવા.

## પ્રવેશ ૪ થોઃ—સેવકરામનું છુપુ સ્થાન.

વેશ્યાના ઘરમાં ઉછરેલી અને લગભગ વેશ્યા જેવીજ સ્થિતિ ભોગવતી કાશીને ભૈયાજીએ ભાંગ પીવરાવી લલચાવવી. કાશીએ ભૈયાપર પ્રાણ પાથરવા. દરમ્યાન સેવકરામે આવી જેકીસનદાસ નામના વૃદ્ધ ગૃહસ્થ સાથે કાશીને પરણાવી પાંચ હજાર રૂપીઆ કઢાવવા.

પ્રવેશ ૫ મોઃ—પ્રાણજીવનના બંગલાનો એક ભાગ.

પ્રાણજીવને રસમંજરીને પોતાના બંગલામાં લાવવી અને પોતાની સતી સાધ્વી સ્ત્રી મંગળાને વેશ્યાના ચર્ણમાં નમાવવી.

પ્રવેશ ૬ ઠ્ઠોઃ—પ્રાણજીવનનું દીવાનખાનુ.

સેવકરામે મંગળાની દાસી લલનાને પ્રાણજીવનના ભોજનમાં ઝેર ભેળવવા સમજાવવી અને એ બાબત જો પ્રગટ થાય તો એ આરોપ મંગળા ઉપર ઢોળવા લલચાવવી. લલના દાસીએ ભોળવાઇ પ્રાણજીવનની ભોજનની થાળીમાં ઝેર નાખવું. વાત પ્રકાશમાં આવતાં પ્રાણજીવને મંગળાને ધક્કા મારી ઘરમાંથી કાઢી મૂકવી. મંગળાનું વ્યાકુળ સ્થિતિમાં ઘરમાંથી નીકળી માર્ગમાં આવતાં મોટર નીચે આવી જવું. મોટરમાં બેઠેલા બળભદ્ર નામના શ્રીમંતે મંગળાને મોટરમાં નાખી હૅાસ્પીટાલમાં લેઇ જવી.

ટૅબ્લો.



# અંક ૨ જો.

---

## પ્રવેશ ૧ લોઃ—પ્રાણુજીવનનો બંગલો.

રસમંજરીએ જવ્હેરી પાસેથી બાવીસહજાર રૂપીઆનો હાર ખરીદવો. ત્યાર બાદ સેવક રામ સાથે મળીને પ્રાણુજીવનનો બંગલો વેચાણુ કરી લેવાનો સંકેત કરવો, પ્રાણુજીવનનું આવવું. પ્રાણુજીવન અને રસમંજરી એ પ્રેમ શૃંગારમાં રસબસ થવું. દરમ્યાન કનકાએ આવી રસમંજરીનો તિરસ્કાર કરતાં તેનું ગુસ્સે થવું. કનકાવતીએ સંગીત શાળામાં જવા મરજી બતાવતાં તેને રસમંજરીએ પોતાના અપમાનનો બદલો વાળવા પ્રભાવતી વેશ્યાના ત્યાં મોકલવી રસમંજરી એ કરેલા સંકેત પ્રમાણે પ્રાણુજીવનનો બંગલો વેચાણુ લેઇ રજીસ્ટર દસ્તાવેજ કરાવી લેવો દરમ્યાન વેર લેવાની ધૂનમાં અરવિંદનું આવવું. સેવકરામે તેને જખ્મી કરવો.

## પ્રવેશ ૨ જોઃ—પ્રભાવતી વેશ્યાનું ઘર.

કેશવલાલે કનકાવતીને પ્રભાવતીના ત્યાં લાવી તેને વેશ્યા બનાવવાનું કહી ચાલ્યા જવું. કનકાવતીને આ પ્રપંચની ખબર થતાં દુઃખ થવું અને પોતાના ધર્મની રક્ષા કરવા પ્રભાવતીને વિનવતાં પ્રભાવતીએ દિલાસો આપવો. પ્રભાવતીના ત્યાં ઘણી છોકરીઓ વેશ્યા વૃત્તિથી જીવન ગાળતી હોવાથી આવી "કુમળી કળી" ની ભયંકર અવદશા જોઇ કનકાવતીએ અત્યંત દુઃખી થવું. પ્રભાવતીના મકાનમાં જલસો. જલસામાં આવેલા અમીધર નામના સંસ્કારી યુવકનો કનકાવતી સાથે ભેટો થતાં તેને બચાવી લેવાનું વચન આપતાં કનકાવતીએ પ્રભુનો આભાર માનવો.

## પ્રવેશ ૩ જોઃ—હૅાસ્પીટાલ.

મોટર નીચે આવી ગયેલી મંગળાની શોચનીય સ્થિતિ. બળભદ્રે લાગણી પૂર્વક દવા કરવા ડૅાકટરને ભલામણુ કરવી પોલીસે પણુ

મંગળાની બાબતમાં તપાસ કરવા કહેવું.
પ્રવેશ ૪ થોઃ—જેકીસનદાસનું ઘર.

કાશી અને ભૈયાનો પ્યાર. વૃદ્ધ જેકીસનદાસે નવી સ્ત્રી પરણવાથી તેની યુવાન વિધવા પુત્રીનો બળાપો. છેવટે કાશીએ બુઢ્ઢાજીના ઘરમાંથી હાથમારી ભૈયા સાથે ભાગીજવું. વિષયાંધ પૈસા પાત્રના ઘરનો ભવાડો.

પ્રવેશ ૫ મોઃ—પ્રાણજીવનની ઑફીસ.

પ્રાણજીવનની અવદશાની શરૂઆત જવ્હેરીએ હારના રૂપીઆ લેવા આવવું. સેવકરામે રસમંજરી પાસે રૂપીઆ લેવાજવું. અરવિંદે પોલીસ સાથે આવવું સેવકરામ નહિ મળવાથી પોલીસ તથા અરવિંદે રસમંજરીના ત્યાં જવું.

પ્રવેશ ૬ ઠ્ઠોઃ—પ્રાણજીવનનો બંગલો.

રસમંજરી પાસે પ્રાણજીવનનું આવવું, પૈસા વિનાના પ્રાણજીવન કરતાં રસમંજરીને પોતાના કુતરા ઉપર વધારે પ્યાર થવો. પ્રાણજીવનનું આશ્ચર્ય થવું. પ્રાણજીવને રસમંજરી પાસે પૈસા માગતાં રસમંજરી તેના ખરાસ્વરૂપમાં આવી પ્રાણજીવનને ધક્કા મારી બ્હાર કાઢવો, તે દરમ્યાન મેઘલી નામની ચંડાળણે પગાર લેવા આવવું. તેનો રસમંજરી સાથે વાદવિવાદ થવો. કોણ સારૂં ! પતિવ્રતા ચંડાળણ કે રસ્તે રસ્ને ફરવાવાળી વેશ્યા ! અરવિંદ આવતાં સેવકરામે ગુસ્સાથી તેને પીસ્તોલથી ઠાર કરવો. પોલીસે આવી સર્વને પકડવાં.

ટૅબ્લો.

# અંક ૩ જો.

---

**પ્રવેશ ૧ લોઃ—દરિયા કિનારો**

વેશ્યાના પ્યારમાં ભીખારી થએલો પ્રાણજીવન દરિયામાં પડી આપઘાત કરવાની તૈયારી કરતાં ત્યાં ફરવા નીકળેલા બળભદ્રે આવી તેને આપઘાત કરતો અટકાવી સમજાવી પોતાની સાથે લેઇ જવો. અમીધર અને કનકાવતી પણ ફરવા નીકળેલાં આવી ચડવાં અમીધરે બીજા દિવસના જલસામાંજ કનકાવતી સાથે લગ્ન કરવાનું વચન આપવું.

**પ્રવેશ ૨ જોઃ—ભૈયાજીનું ઘર.**

ભૈયાજી કાશીને ભગાડી લાવેલો હોવાથી પોલીસે આવી વારંટથી તેમને પકડવાં.

**પ્રવેશ ૩ જોઃ—પ્રાણજીવનનો બંગલો.**

( જે બળભદ્રે લીલામમાં લીધો છે તે ) આજે તેમાં વાસ્તુ હોવાથી એક સુંદર જલસો રાખવામાં આવ્યાથી જલસામાં કનકાવતીએ ગાનારીના વેષમાં આવવું. બીજી તરફથી પ્રાણજીવનનું આગમન ગાનારીને ગાયન ગાવાનો હુકમ. કાકાએ પોતાના પિતાની નજર સામેજ ગાવાવાળી તરીકે ગાયન ગાવું. પ્રાણજીવનને ખબર નથી કે આ મારીજ " કુમળી કળી" છે. બાદ બંગલો કોની પાસેથી લીધો એ પ્રશ્ન ઉપસ્થિત થતાં પ્રાણજીવનનો આખો ઇતિહાસ ખુલ્લો થવો. કનકાવતીએ પણ પોતાની કર્મ કથા કહી સંભળાવવી, પ્રાણજીવનને જલસાના માણસો તરફથી ફીટકાર. પ્રાણજીવન ખુલ્લો થતાં પિતા પુત્રીનો મેળાપ. અમીધરે કનકાવતી સાથે લગ્ન કરવાની વાત રજુ કરતાં જ્ઞાતિના આગેવાનોએ ઉશ્કેરાઇ વાંધો લેવો.

**પ્રવેશ ૪ થોઃ—બળભદ્રનું ઘર.**

બળભદ્ર મંગળાને ચ્હાતો હોવાથી પોતાની સાથે પુનર્લગ્ન કરવાની માગણી કરવી મંગળા વેશ્યાગામી પતિનો ખુલાસો ન કરી

શકતી હોવાથી મુઝવણમાં પડે છે દરમ્યાન પ્રાણજીવનનું આવવું. બળભદ્રે મંગળાને સમજાવવાનું કાર્ય પ્રાણજીવનને સોંપવું બન્નેની ઓળખાણ થતાં ભેટો-પ્રાણજીવનનો કલ્પાંત.

પ્રવેશ ૫ મો:—ઉપવન.

અમીધર અને કનકાવતીનો સ્નેહશૃંગાર. સખીઓએ આવી કનકાને સતાવવું પ્રાણજીવનઅને મંગળાનું આગમન. દોઢ વર્ષની સજા ભોગવી છુટેલી રક્તપિત્તના દર્દથી દુઃખદ સ્થિતિ વાળી રસમંજરીનું સામા મળવું પ્રાણજીવનનો ક્રોધ. મંગળાની ઉદારતા. જ્ઞાતિના આગેવાનો લગ્ન અટકાવશે એવા સમાચાર બળભદ્રે આવીને આપવા. અમીધરનો ગમે તેવા ભોગે પણ કનકાની સાથે લગ્ન કરવાનો દૃઢ નિશ્ચય.

પ્રવેશ ૬ ઠ્ઠો:—બળભદ્રનો બંગલો.

લગ્નની તૈયારી. જ્ઞાતિના આગેવાનોનો વાંધો. બળભદ્રની દલીલ સમાજની અધમદશાનો ચિતાર કુમળી કળીઓને માટીમાં મળવા કેમ સમય આવે છે તેનાં ઉદાહરણ જ્ઞાતિના આગેવાનોનો દુરાગ્રહ કનકાવતીએ વિષપાન કરવા તૈયાર થવું. બેરિસ્ટરે આવી અટકાવવું અને લૈયા તથા કાશીને રજુ કરી જેકીસનદાસ આગેવાનનું ભોપાળું ખુલ્લુ કરવું, બળભદ્રે ક્રોધાવેશમાં કહેવું કે:—

" કાંઇક તો સમજી કહો, કેવાં તમારાં કામ છે.

આ તમારૂં કુળ ! શું કુળવાન આનું નામ છે ?"

અમીધરની જ્ઞાતિના આગેવાનો પાસે ન્યાયની માગણી અને ન્યાય નહિ મળે તો કોર્ટમાં જવાની ધમકી, જેકીસનદાસનું ગભરાવું સર્વેની લગ્ન માટે સંમતિ. કુમળી કળીનું વિષપાન કરતાં બચી જવું કનકા અને અમીધરનો હસ્તમેળાપ. અંતે સત્યનો જય-આનંદ



ૐ શ્રી

# કુમળીકળી.



## મંગલાચરણ.

બાળાઓ— ૧

વંદન સકલજગ પિતા દાતા સફલતા યાચું
નટવર ન્યારી, રચના તારી;
વિમળ નવલ નવરસ, ભરતું રસમાળી–વંદન૦

મહીના મહાતાત સુખકર, નુતનનાટક આ મુજ
ધર નાથ હાથ, બાળક પાળક, સહાયક આશિષદે
ખરી આશ ભૂધર તારી–વંદન૦

બાળાઓ— ૨

મંદિરીએ શોભે સલુણી સુંદરી,
જીવન ધન વારે હસીને;

સદન શોભાવે સદાએ સ્વામીની સાથમાં
ગૃહીકર પ્રેમે હાથમાં—મંદિરીએ૦

શ્રેય કરતી દુઃખ હરતી, ભાવ ભરતી ’યારી,
વ્હાલ ધરતી સ્નેહ ઝરતી આપે રસની તાળી;

અજવાળે આંગણાં શ્યામનાં,
જ્યોતિ એ જાણે સ્વર્ગની–મંદિરીએ૦

કાફી— ૩

જાંની જુબનાપે ના ઇતરાયા કરો
અપને દિલબરકો ના તરસાયા કરો—જાંની૦
સામને આતેહો મેરે ડાલકે મુંહપર નીકાબ,
ગયરસે પરદા નહીં કીસ વાસ્તે આલી જનાબ;
જરા દિલમેં અપને પચતાયા કરો—અપને૦
બાત કહેતા હું અગર માનો ઇસે અયજાને જાં,
ઇકતો હો નાજુક બદન ઔર ઉસ્પે હો ફીર નવ જવાં;
દેખો શબકો અકેલે નજાયા કરો—અપને૦
ચાર દિનકા બાંકપન હય, ચાર દિનકા હય શબાબ,
ઉસ્પે ઇતના નાજ હય, જો ચીજ હય મીસ્લે હુબાબ;
જરા સોચો નાહું બલખાયા કરો—અપને૦

રસમંજરી— ૪

જો દિલકો ખો ચુકે હય, વોહ દિલકો ઢુંઢતે હય
હમ દિલસે તંગહોકર, કાતિલકો ઢુંઢતે હય-જો૦
તુમને જો અપને રૂખસે, પરદા ઉઠાદીઆ હય
તારે ફલકપે માહે કામીલકો ઢુંઢતે હય—જો૦
બેતીર બેકમાં કે જો દિલ ાશકાર કરલે
હમતો "જલીલ" અયસે કાતીલકો ઢુંઢતે હય-જો૦

મંગળા— ૫

સખી મન માને ના હાય અગન ભરી અંતર માંહી
કાંઇ સમજાય નહીં,
પ્યારાએ પ્રિયતમ આવે નવ
તરછોડી માણુ ગયા એ સ્હેવાય નહીં—સખી૦

કેનેરા— ૬

નિંદરડી મીઠી શકિત આપે સારી
દુઃખ તન મનના ભયકારી છે હરનારી;
સૌતાપ નાશ કરનારી- નિંદરડી૦
સુખરૂપ શ્રેષ્ટ આરોગ્ય ભરી રસઝરી,
ગુણ નિંદતણા બહુ ભારી;
તનતેજ વધે મન શાન્ત રહે,
રૂડી રજની માંહી વિશ્રાન્તિ લ્યોને સુખકારી–નિંદરડી.

મંગળા— ૭

નાથની સેવા ચહુ, બીજુ મને શું કામ છે;
આપના ચરણો મહીં, આરામ છે ધન ધામ છે નાથની૦
માળા ધરી નિજ હાથમાં, જપના જપું છું આપની;
એ પરમ મમધર્મ છે, એમાં મને આરામ છે નાથની૦
તારનારા આપ મારા, આપ છો મુકતા મણી;
સારથી સંસારમાં, સાચું પતિનું નામ છે નાથની૦

રસમંજરી— ૮

હજીતો કોલ દીધો ત્યાં, ઘડી પળમાં ફરી બેઠા !
અરે દિલબર શું કરવું તું, અને આશું કરી બેઠાં ? હજી તો૦
અજબ આજે રમત જામી, તમારાને અમારામાં;
તમે ખંજર ધરી બેઠા, અમે ગરદન ધરી બેઠાં હજી તો૦
તમારી ને અમારી આંખમાં થોડો તફાવત છે;
તમે સુરમો ભરી બેઠા, અમે આંસુ ભરી બેઠાં હજી તો૦

કાશી—　　　　　　　૯

વાહ મારા હૈયાના હાર રે હું લે ઘેલી તારા પ્યારમાં,
સેયો—પ્યારી તોરે નયનોકે બાન, જરા ધીરે ધીરેસે મારના૦
અણીયાળી તોરી આંખડીરે, જયસે લીંબુવાકી ફાંક;
ફણીધર જયસે બાલ હય.
કાશી—શેઠ.જી આ શું કરો, લોકો કરશે વાત;
સેયો—દિલબર બીતી જાયગી, બાત બાતમેં રાત;
કાશી—રહીશ તમારી સંગ; છેલ છબીલા સુંદર વર હું.
સેયો—રગડ રગડ કે રોજ પીલાઊ જાની તુજકો ભંગ
જમાયા રંગ, ઉડાવો ભંગ. (૨)—વાહમારા૦

મંગળા—　　　　　　　૧૦

વ્હાલી થઈજો નાથની તે મારીચે પ્રિય પ્રાણ છે
નાથનીજ પ્રસન્નતામાં નારીનું કલ્યાણ છે—વ્હાલી૦
આનંદ પામે નાથ જેમાં મારૂં એ સુખ ધામ છે,
ચરણે નમાવું શિષ મારૂં, એજ ઠરવા ઠામ છે—વ્હાલી૦

સ્ત્રીઓ—　　　　　　　૧૧

આજ ઋતુ રાજની શીમંજરી સુહાય
ભૂલાવે ભાન સાન મન્મથ આ (૨)
ફુલ તરૂ વેલડી ઝુકી રહ્યા
હ્રદય અનંગ ઉભરાય—ભૂલાવે૦
પ્રીતમ કનક કળશ લઈ, પીયે સુધારસ સાર;
પળપળ ઉછરા પ્રેમના, આવે વાર હજાર.
વધાઇ વાગતાં ઋતુ રાજની (૨)
થનથનાટ અંગે અંગ મહીં થા—ભૂલાવે૦

કેનકા—　　　　૧૨

માત મમ શાની લા'ણુ છે
જન્મ દિનમાં શું સાર છે?
દિન ઓછા થાય છે
ગર્થ ગાંઠેથી જાય છે,
એમાં તો હાણુ છે—માત૦

મંગળ સમય મોંઘો ગણી, ફોગટ સહુ ફુલાય છે,
જીવન તણો શું મર્મ છે, એતો નહિ સમજાય છે;
માતા અતિ આનંદ માને બાળ મોટું થાય છે,
જાણે નહીં મનમાં જરી, આયુષ્ય ઓછું થાય છે.—માત૦



## અંક ૨ જો.



રસમંજરી— ૧૩

રે મમ જાળ કેવી અજબ, ફસીયો જીવન પળમહીં.
તજી ઘરનાર શાણી સદ્‌ગુણી
ગૃહી આ નાગણી
નર મૂરખ મદાન્ધ હૃદય સદા
નયન ઝલક થકી ભૂલ્યા
પ્રિયા ગણી પીશાચણી
નફ્ટ સકળ કુળ ડૂબાવતા—રે૦

રસમંજરી— ૧૪

જુવાની આવી કે આવી શીરે તુફાન ગયું,
હતું તે ભાન ગયું, બુદ્ધિ ગઇ જ્ઞાન ગયું
માન સન્માન ગયું,
અજાડે ખીલીને મન્મથનું ઉદ્યાન થયું
ધ્યાન બે ધ્યાન થયું—જુવાની૦

જરા શાન્તિ અશાન્તિમાં અતિ યૌવન સતાવે છે,
જરા ધીરી અધીરી આંખડીમાં ઘેન આવે છે;
જરા છણકો, જરા નખરાં, જરા અભિમાન થાય છે,
જરા લજ્જા, જરા ડોલન, જરા મસ્તી જણાય છે;
થયું દીવાનું જો " શયદા " કોઇ યુવાન થયું
ભાન બે ભાન થયું—જુવાની૦

કનકા— ૧૫

અમીરસ ઝરતી માની મમતા,
બાળકપર મરતી સંકટ સૌ હરતી,
દયાળી સ્નેહવાળી ગુણખાણી માતએ—અમીરસ૦
ડાકણનું નહીં માત છે મારી,
નર્ક કુંડ તુંતો છે ભારી કર્મ કુડાં કરનારી,
વિષ ધારી તું ધૂતારી ઠગનારી નારતું—અમી૦

કનકા— ૧૬

જે નારીઓ આ દેશમાંહી, દેવીઓ કહેવાય છે,
તે દેવીઓની દુર્દશા, કેવી ભયંકર થાય છે—જે૦
દેવો કહે છે સ્વર્ગના, ઉધ્ધાર નારી જેહ છે,
નારી નહીં પણ દેશ, આખો તારનારી જેહ છે;
તેના તરફ દ્રષ્ટી નથી, લવલેશ પણ સન્માનની,
અવદશા દેખાય તેથી, હાય હિંદુસ્તાનની.
રક્ષક બન્યા ભક્ષક અરે, નર નરપશુ દેખાય છે—જે૦

ગાનારી ૧૭

સીતમ હય મુબ્તેલાએ ઈશ્ક હો જાના જવાં હોકર,
હમારે બાગે હસ્તીમેં બ્હાર આઇ ખીજાં હોકર.
જુવાનીકી દુઆએ માગી જાતીથી લડક પનમેં,
લડકપનકે મઝે હમ યાદ કરત હય જવાં હોકર;
હસીં હય ઉન્કો હરસુરતસે દિલ કાબુમે કરલેના,
બીગડ કર મુશ્કેરાકર ગર્મ હોકર મહેરબાં હોકર.—સીતમ૦

ઠનકા—                                    ૧૮

બલિહારી મારા મોંઘા ઓ મહેમાનરે
વારૂ મારા પ્રાણુરે—બલિહારી૦

રસીયા આ લોચનીયા પ્યારા,
જોતાં કાંઈ કાંઈ થાયરે;
નૌતમ મૂર્તિ આ નટવરની,
રાખીશ હૈયા માંયરે—મારા૦

મોહનવર આ મુખડું જોતાં,
મુજ મન ઘેલું થાયરે;
દેવ તમે મમ ભાગ્ય વિધાતા,
પ્રેમે પૂજીશ પાયરે—મારા૦

કાશી—                                    ૧૯

હુંતો તમારી વ્હાલી ભૈયાજી,
ભાંગની પાવો પ્યાલી ભૈયાજી,

પરણ્યો લાવે ટોપરાં, ભૈયો લાવે ગોળ,
ટોપરાં ખાધે કુચાવળે, ગળીગો લાગે મને ગોળ—હુંતો૦

પરણ્યો પાએ દૂધડાં, ભૈયો પાયે ભાંગ;
દૂધ પીધે ઊપકા વળે, ભાવે મને તો ભાંગ—હુંતો૦

કાશી—                                    ૨૦

મારા પ્યારા દુલારા હું જાઉં બલિહાર,
નયન તારા મનમોહન છો હૈયાના હાર;

જેક્રીસન—દિલદાર કરૂં પ્યાર મારા રૂપના ભંડાર.

કાશી— ભોળી હું નારી,

જેક્રીસન—કારીકટારી

બરછી નજરની થઈ આરપાર

કાશી— છોડો છોડો પ્રીતમ હું હારી

પ્રિય પ્રાણુ છું અજાણુ તજો ખાલી ખેંચતાણુ

જેક્રીસન—બેકરાર, છું બીમાર, કર્યોવાર, થયો ઠાર.—

મારા૦



# અંક ૩ જો.

ભિક્ષુકવર્ગ— ૨૧

મોરી નૈયાં પાર લગાદે કષ્ટ સહા નહીં જાતા
સંકટ ભારી સહા ન જાવે જીયરા મોરા થરથર કાંપે

કોઇ જગતમેં કામન આવે
આસરા ચાહત હયેં તોરાહી મોરા દાતા—કષ્ટ૦

કાશી— ૨૨

દિલ મારૂં ડોલાવેરે ભૈયા તોરી ભંગ
અજબ ખુમારી લાવેરે ભૈયા તોરી ભંગ,
ઉદાસી એ ઝટ કરતી હસતી ભરતી ઉર ઊમંગ,
અંગે રંગ રેલાવેરે, ભૈયા તોરી ભંગ—દિલ૦
આંખલડી મદઝરતી ધરતી સુરખી દીલ ખુશ રંગ,
જોબન જંગ જગાવેરે, ભૈયા તોરી ભંગ—દિલ૦

કેનકો— ૨૩

ઇનદિનો જોશે ઝનુ હય તેરે દીવાનેકો
તોકે જંઝીરલીએ આતે હયે પહેનાનેકો;
યે મુસ્સવીર તેરે હાથોંકી બલાંએ લેલું
ખુબ તસ્વીર બનાઇ મેરે બહેલાને કો
બાગે દુનીયાં મેં હમેં આનકે એક ચીજ મીલી
દિલકી હય*એક કલી વોહભી હે મુરઝાનેકો.—
શહેરમેં અપને તો લયલાને મુનાદી કરદી
કોઇ પત્થરસે નમારો મેરે દીવાનેકો—

કેનકા— ૨૪

હું શું કહું મારી કથા
મારા પિતા દેવી તજીને મોહમાં હાથે ફસ્યા,
સોગંદ ખાઇ દાગીના મારા પિતાજી લઇ ગયા;
ને મોહમાં પાછા ફસી વેશ્યા તણા સંગી થયા—હું૦
હું શું કહું કોને કહું મનમાં અતિ મુંઝાઉં છું;
મારા પિતાના પાપ છે કે આજ અહીંયાં ગાઉં છું-હું૦

મંગળા— ૨૫

હરઘડી મન મુંઝાય થરથર કંપે કાય.
પદપદ પર દવની થાય છે જવાળા
નાથ તણો સાથ ગયો
બાળકી સંગાથ ગયો
કળ પડે ન વહેછે સદા.
હાય નયન ધારા—હરઘડી૦

મંગળા— ૨૬

તમારૂં હિત ચાહોતો પ્રથમ પુરૂષત્વ સંભાળો
રઘુવર રામના જેવું અલૌકિક પત્ની વ્રત પાળો
પરમ નિજધર્મ વિચારો, વિકારો વાસના મારો
કરો સંસાર સુધારો, અલૌકિક પત્ની વ્રત પાળો-તમારૂં.
બહુ પત્ની તણી રૂઢી, નીવારો આત્મ લગ્નથી
કરો ઘર રામ પ્રગટાવો, અલૌકિક પત્નીવ્રત પાળો—તમારૂં.

કેનકા— ૨૭

વાહ સ્નેહ ભીના છો સલુણા ઓ શ્યામ
અમી—તીર ખેંચી નયનથી મારો છો શું કામ

કેનકા—જુઓ જુઓ ખીલી આ બગીચાની બ્હાર
લીઓ લ્હાવો—વાહ૦

પ્રાણુ પ્યારા, નાથ મારા

અમી—મુગ્ધ બાળે મારો તું આરામ

કનકા—" કળી કુમળી " હું છું દાસી પીયુની
        પ્રાણુ ઝૂલે ઝૂલાવો, સદાધરી પ્યારા ભરથાર—વાહ૦

સખીઓ—                ૨૮

અલબેલીરે ઉર ઊછળા આવે
આ ભોળીને ભરમાવે નયનો નીચા થઇ જાએ સાહે-
                લીઆં શરમાએરે—અલબેલી૦

કનકા—ઘડી ઘડી હૈયું થર થર થાએ
        ઘડી ઘડી સ્નેહ સુધા છલકાએ
સખીઓ—રઢીઆળી હૃદયે લલચાએ
        કુસુમાકર અતિ ક્રુર થઇ આ
                અબળાને અકળાવે- અલબેલી૦

સ્ત્રીઓ—                ૨૯

આજ આનંદ આનંદ થાયરે
આજ હર્ષ હૈયે છલકાયરે—આજ૦
આવાં પ્રેમી જોડાને વધાવજો
કુમળીકળી ખાંતે ખીલાવજો
આજ ઊગ્યો સોનેરી ભાણુરે
સૌનું પ્રભુ કરો કલ્યાણુરે—આજ૦



# જાહેર ખબર

નીચે લખેલાં પુસ્તકો મુંબઇ ગુજરાતી નાટક મંડળીનો જ્યાં મુકામ હોય ત્યાંથી રોકડી કીમતે મળશે. વી. પી. થી મોકલવામાં આવશે નહી.